પ્રભુપ્રેમનો પ્રચાર કરવો એજ ગોસ્વામીજીનું લક્ષ્ય હતું. માનવોના આત્યંતિક કલ્યાણમાટે આરંભેલું એ કાર્ય આજે પણ ચાલ્યાજ કરે છે ભજનપરાયણ દરેક વ્યક્તિ ગોસ્વામીજીને પ્રિય હતી કોઈ તેમને સેવા બતાવવાનું કહેતા, તો તેમને ગોસ્વામીજી કહેતા કે "શ્વાસે શ્વાસે જે પ્રભુસ્મરણ કરો, તેજ મારી સાચી સેવા છે. બીજી સેવાનું મારે કામ નથી"

શાસ્ત્ર તથા સદાચારની પ્રતિષ્ઠા કરનાર, શ્રીહરિનામના ઉપદેષ્ટા, દીનદુખી અને પાપી અપરાધી જીવોના પરમ મિત્ર, શરણાગતવત્સલ, શ્રીમદાચાર્ય વિજયકૃષ્ણ ગોસ્વામીજીનો જય થાઓ ભક્તજનોના કલ્પતરુ શ્રીભગવાન સૌના મનોરથ સફળ કરો

ॐ શાંતિ: શાંતિ: શાંતિ:

## સમાપ્ત.

---

(ક) આ સ્થાનમા સર્વ સપ્રદાયના માણસોને આવવાનો અધિકાર છે

(ખ) અહી રહેનારે કોઈ પણ હિંસા કરવી નહિ આપદ્ ધર્મ તરીકે હિંસક પશુનો વધ કરવામા બાધ નથી ખાસ જરૂર જણાતા ઝાડ પણ કાપી શકાય છે, પણ તે કાર્ય રાતે ન કરવુ જોઇએ (ગ) તમાકુવિના કોઇ પણ માદક વસ્તુનો ઉપયોગ કરી શકાશે નહિ ઉચ્ચ કોટીના વિરક્તો માટે કોઇપણ જાતનુ બંધન રાખેલુ નથી, પરંતુ તેઓ સ્વેચ્છાએ નિયમપાલન કરે એવી આશા રાખવામા આવે છે (ઘ) પરનિંદા, કલેશ, લોકની મર્યાદાનો ભગ કરવો, લોકોપ્રત્યે દુરાચાર, ધર્મસાધનને વિઘ્ન કરનાર, સમાધિસ્થાનની મર્યાદા ન જાળવનાર, અશાંતિકર તથા સદાચાર વિરુદ્ધ કોઈ પણ કાર્ય કરી શકાશે નહિ (ઙ) સમાધિમંદિર એ કંઇ ઘર નથી, તેથી ત્યા ઘરના જેવો વ્યવહાર કરવો જોઇએ નહિ (ચ) સ્ત્રીપુરુષો માટે અલગ અલગ મકાનો છે પતિ-પત્ની પણ એક મકાનમા રહી શકશે નહિ આ નિયમ પૂજારીને પણ લાગુ પડે છે

(૨) દાનાદિદ્વારા જે કંઇ આવક આવે તેમાથીજ-કરજ કર્યા વિના-શ્રી ઠાકોરજીની સેવા, પૂજા, ભોગ આદિ, અતિથિસેવા, પ્રાણીસેવા તથા શ્રાવણ પૂર્ણિમા, સાવિત્રીચૌદશ તથા જેઠ વ' બારશના ઉત્સવો કરવાના છે બ્રાહ્મણો તથા સંતોને જમાડવા, પણ તે કરજ કર્યા વિના દેવની ઉપજમાથીજ કરવાનુ છે

(૩) સમાધિસ્થાન માટે આપેલી રકમમાથી તો સમાધિસ્થાન નીજ સેવા કરવી તે રકમ બીજા કાર્યમા ન વાપરવી

(૪) આ સ્થાનમા દુકાન, ઘર કે ભાડે આપવાના મકાનો ન બાંધવા. આ સ્થાનમાથી ઉત્પન્ન થયેલા પદાર્થો વેચવા નહિ